સુધરેલી રીત મુજબ
વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટિએ
તૈયાર કરેલી

# બીજી ચોપડીના અર્થ.

જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ; પાઠનો સાર; ભૂગોળ; પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર; ડમ્બેલ્સની ડ્રિલ; વિગેરે.


રચનાર—મેસર્સ. સી. ડી શાહ એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.



પ્રસિદ્ધ કર્તા—*C. M. Shah.*
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.





છાપનાર—ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.
છાપવાનું ઠેકાણું—શ્રી 'અનાવિલ બંધુ' પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ ખાડવાળી પોળ—સુરત.

સને ૧૯૨૫ ] કિંમત રૂ. ૦-૪-૦ [ સં. ૧૯૮૨.

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.

# બીજી ચોપડીના અર્થ

પાઠ ૧.

ટેબલ=ટેબલ

સુથાર=લાકડાનું કામ કરનાર

કડીઓ=ઇંટનું કામ કરનાર

મઘમઘે=ખુશબોથીખહેક બહેક થઇ રહે

પવન=વાતું વાયું

વાસ=સુગંધ; પીમળ

તળાવ=જેની ચારે બાજુ જમીન અને વચમાં પાણી હોય તે

પહાડ=મોટો ડુંગર

પાધર=ખુલી જગા

ધર્મશાળા=મુસાફરોને ઉતરવાની વગર ભાડાની જગા

વટેમાર્ગુ=મુસાફર

ઓસરી=ઓટલી

અજવાળું=સુરજ, દીવા વગેરેનો પ્રકાશ

ઘોર=બીક લાગે તેવું

ઝગઝગે=પ્રકાશે

ઉજાસ=ઝાંખુ અજવાળું

સરજ્યાં=બનાવ્યાં

કળાતું=સમજાતું

પાડ=ઉપકાર

યાદ=ફોમ; સરત

ઉપકાર=પાડ; આભાર

ભકિત=ભજન

સાર—દરરોજ ઇશ્વરની ભકિત કરવી.

પાઠ ૨.

વર્ણન=હકીકત

ગવૈયા=ગાયન કરનાર

મધુર=મીઠું

પંખેરૂ=પક્ષી

ભમર=ભમરો

મુલ્લાં=મુસલમાનનો મીયાજી;હોરાઓના ધર્મ ગુરુ

કૂકડો=જનાવરનો જીગેલો ભોડ

અંધકાર=અંધારૂં

મુજ=મારા

પંખી=પાંખવાળું પ્રાણી; પક્ષી

વન=જંગલ

વહાણું વાયું=સવાર થઇ

વીતી ગઇ=પુરી થઇ

પૂર્વે=પૂર્વ દિશામાં

ઝગઝગાટ=ચળકાટ

ભાતભાતના=તરેહ તરેહના

દીસે=જણાય; દેખાય

પાન=પાંદડાં; પાંતરાં

કુકડા=મરઘા

મેના=એક જાતનું સુંદર રાગનું પક્ષી

રૂટડા=રૂપાળા; શોભી

તેજ=પ્રકાશ

ફીકું=ઝાંખુ

- ઓઢું કાળું થયું=દેખતા બંધ થયા; સંતાઇ ગયા
- ખુણાખાંચા=ગલી કુંચી; છુપી જગા
- ખોળે=શોધે
- ભક્તજનો=ભગતો
- ધ્યાનધરે=આંખ મીચી પરમેશ્વરને જુએ
- ગાન=ગાયન
- દાતા=સખી; દાતાર
- દીયે=આપે

- રૂડું=સારૂં; ઘણું
- બાંગ=બૂમ પાડીને નિમાજ પઢવી તે; નિમાજ પઢવાને માટે બૂમ પાડવી તે
- ચંદ્રતણો=ચંદ્રમાનો
- ઉદય થયો=ઊગ્યો
- કમળ=કમળનું ફૂલ
- પત્ર=પાંખડી
- ખોલે=ઉઘાડે; ખીલે
- ઉમંગી=હોંસીલા
- ધાય=દોડે; ઊડે

- ઢોર=ચોપગાં જાનવર; પશુ
- ચારો=ખાવાનું
- વેલી=વેલા
- ખીલે=ફૂટે
- નહિ ભૂલ=ભૂલ વગર
- તાજાં=તરતનાં ખીલેલાં
- ટોળે=ટોળાબંધ
- વીરા=ભાઇ
- મગન=ખુશી
- પ્રભુકેરૂં=પ્રભુનું
- ધ્યાન=ચિત્ત; મન

## સવારની હકીકત.

**સમજુતી**–હે ! મારા વહાલા દીકરા તું ઊઠ, જંગલમાં પક્ષીઓ બોલે છે. રાત પુરી થઇ ને સવાર પડી. પૂર્વ દિશામાં સુરજ ઊગવાની તૈયારી થવાથી અજવાળું થયું, તેથી જાત જાતનાં રંગો દેખાય છે અને ઝાડનાં પાંદડાં હાલે છે, માટે હે ! મારા વહાલા દીકરા તું ઊઠ જંગલમાં પક્ષીઓ બોલે છે. [૧] મરઘાં કુકરેકૂક કરે છે, અને કાગડા કા કા કરે છે. શોભિતા મેના, પોપટ અને મોર મીઠા બોલ બોલે છે. [ટેક ૨] સુરજના ઊગવાથી ચંદ્રમાનું અજવાળું ઝાંખું પડયું અને તારાનો પ્રકાશ દેખાતો બંધ થયો; મતલબ કે તારા દેખાતા નથી. તેથી ચોર લોકો ઝંખવાઇ ગયા અને સંતાઇ જવા માટે ગલીકુંચી શોધે છે. [ટેક ૩] ભગત ઇશ્વરનું ધ્યાન ધરે છે, અને ગવૈયાઓ ગાયન ગાય છે. ઉદાર માણસો ઘણું દાન આપે છે, અને મુલ્લાંજી નિમાઝ પઢવાને

માટે બુમ પાડે છે. [ ટેક ૪ ] સુરજ ઊગ્યો તેથી રાતનું અંધારું જતું રહ્યું, ભમરો ગું ગું અવાજ કરી રહ્યો છે, અને કમળનાં ફૂલની પાંખડીઓ ખીલે છે. [ ટેક ૫ ] જેમ જેમ સુરજનું અજવાળું વધારે વધારે પડતું જાય છે મતલબ કે જેમ જેમ દિવસ ચઢતો જાય છે તેમ તેમ માણસો ધંધે વળગવાને હોંસીલા થાય છે. પક્ષીઓ આકાશમાં દોડે છે, અને ઢોરો ચારો શોધે છે. [ ટેક ૬ ] ઝાડ, વેલા, ફળ અને ફૂલ, ભૂલ વગર એટલે નિયમસર ખીલે છે; ઘણાં પક્ષીઓ એકઠાં થઇને તાજું અનાજ ખાવાને માટે જાય છે. [ ટેક ૭ ] મા એમ કહે છે કે, હે ભાઈ! તું ખુશી થઇને પરમેશ્વરનું નામ દઇને ઊઠ અને મન દઇને પાઠ વાંચ. [ ટેક ૮ ]

## પાઠ ૩.

વરસ=બાર મહીના
ઋતુ=મોસમ; રત
મહીનો=ત્રીસ દિવસ
કારતક=હિંદુ વરસનો પહેલો મહીનો
તહેવાર=આનંદનો દિવસ
શિયાળો=ટાઢની મોસમ
[illegible] છે=ચમાવે છે
ઉતરાણ=સંક્રાત; સુરજનું ઉત્તર તરફ જવું તે
[illegible] મોસમ
હોળી=ફાગણ સુદ પુનેમ
સુદ=અજવાળીઉં; મહીનાનું પહેલું પખવાડીઉં
વદ=અંધારીઉં; મહીનાનું બીજું પખવાડીઉં
પખવાડીઉં=પંદર દિવસ
તિથિ=દિવસ
અમાસ=હિંદુ મહીનાનો છેલ્લો દિવસ; જે દિવસે ચંદ્ર બીલકુલ ઊગતો નથી તે દિવસ
વસ્ત્ર=લુગડાં
પંખા=વીજણા
ચોમાસું=વરસાદની ઋતુ
બળેવ=રાખડી બાંધવાનો દિવસ; શ્રાવણ સુદ ૧૫
દશેરા=રાખડી છોડવાનો દિવસ; આસો સુદ ૧૦
દિવાળી=હિંદુ વરસના છેલ્લા મહીનાનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ
પર્વ=તહેવાર; આનંદનો દિવસ

સવાલ—વરસની ઋતુ કેટલી ને તે કઇ કઇ? દરેક ઋતુ કેટલા મહીનાની અને તે મહીના ક્યા ક્યા? વરસના મહીના કેટલા? મહીનાના

દિવસ કેટલા, પખવાડીઆં કેટલા અને તે ક્યાં ક્યાં? પખવાડીઆના દિવસ કેટલા? મહીનામાં પુનેમ અને અમાસ કેટલી આવે? મહીનામાં બીજી તિથિઓ કઇ કઇ આવે અને કેટલીવાર આવે? શિઆળો, ઉનાળો, અને ચોમાસાને શેની મોસમ કહે છે? દરેક ઋતુમાં ક્યા ક્યા તહેવાર આવે છે અને તે કઈ તિથિએ આવે છે?

## પાઠ ૪.

મેળો=ઘણાં માણસો અને ગાડી ઘોડા વગેરેની ઠઠ
ગોકળઆઠમ=શ્રાવણ વદ આઠેમ; જન્માષ્ટમી
કડકડતાં=અગ્નીવાળાં
ભાઇબંધ=દોસ્તદાર
ઠઠ=ગીરદી; ભીડ
વછુટા=જુદા
દુકાન=માલ વેચવાનું ઠેકાણું
કંસારા=તાંબા પિત્તળનાં વાસણ બનાવનાર અથવા વેચનારા
તાંબું=લાલ રંગની ધાતુ
પિત્તળ=તાંબું અને જસતની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ
સુખડીઆ=મિઠાઇ બનાવનાર
હાટ=દુકાન
કોપરાપાક=કોપરાનો બનાવેલો પાક
મિઠાઈ=બરફી, પેંડા વગેરે
ખડકેલી=ગોઠવેલી
ખરાદી=સિંઘાડા ઉપર ઘાટ ઉતારનાર
સામાન=ચીજો; વસ્તુઓ
પલંગ=છત્રીવાળો કોચ
પારણું=હીંડોળા જેવું ઘોડીઉં
કોચ=બે બાજુએ તકીઆવાળો પલંગ
કાપડીઆ=કાપડ વેચનાર
સુતરાઉ=સુતરનું બનાવેલું
ઊનનું=ઘેટાના વાળનું
રેશમી=રેશમનું બનાવેલું
શણ=એક જાતનો છોડ. એની છાલનાં દોરડાં તથા કપડાં બને છે
સરૈયા=અત્તર, ગુલાબજળ, ફુલેલ વગેરે સુગંધી વેચનાર
બહેકબહેક=મઘમઘ
લીલો મેવો=તાજાં પાકાં ફળ
દ્રાક્ષ=દરાખ
ચોગાન=ખુલ્લું મેદાન
મદારી=ખેલ કરનાર
ખેલ=રમત
સિપાઈ=ચોકીદાર
સવારો=ઘોડે બેસી ફરનાર
ફુદડી=ચક્કર

સવાલ—ગોકળ આઠમના મેળામાં શું શું જોયું ?

### પાઠ ૫

નઠારી=ખરાબ
સોબત=સંગત
પટેલ=ગામનો ઉપરી
વાડી=ફુલ, ફળનાં ઝાડ ઉગવાની જગા
મઝા=ગમત
પંખી=પતરાંજી
પારકાં=પરાયાં; બીજાનાં
માને=કબુલ કરે
આખરે=અંતે
ઝાંપો=કાંટાનો દરવાજો
આઘે=દૂર
ખાસાં=સારાં; મઝાનાં
નિશાન=એંધાણ
તાકીને=ધારીને
ઝુમખું=ઝુમખો
તૂટી પડે=નીચે પડે
ઘાટ=ઇલાજ; ઉપાય
રાસ=દોરડું
ઢગલે ઢગલા=ઘણુંજ
દોસ્ત=ભાઇબંધ; મિત્ર
ફક્કડ=સારા.
પછવાડેથી=પાછળથી
રખેવાળ=સાચવનાર
સજડ=જોરથી
ઝપાટો=સપાટો
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ
અથડાયું=અફળાયું
ચકરી=તમ્મર; ફેર
ખુંદાઇ=ચગદાઇ
લોહીલોહાણ=લોહીથી ખરડાએલું
વાડીવાળો=વાડીનો ધણી
લપડાકો=તમાચા
જીવ લઇને નાઠો=ખુબ દોડયો
ફરીને=પાછળ
ધોલો=થપ્પડો
ફળ=ફાયદો; લાભ

#### કવિતાના અર્થ.

અસર=લાગણી
સંગ=સોબત; સંગત
રંગ=અસર; પાસ
પ્રેમ=પ્યાર; હેત
ઠામ=ઠેકાણું
ઠરશે=ઉભો રહેશે
બુરો=નઠારો; ખરાબ
મે'તા=મહેતાજી
ભાગ્યશાળી=નસીબદાર
વિદ્યા=ઇલમ; ભણતર; હુનર

### સોબત તેવી અસર.

સમજુતી—જેને જેવી સોબત તેને તેવીજ અસર થાય; જેને જેવી સોબત તેવોજ પ્યાર તેનામાં આવે. (૧) જેને જેવી સોબત તેને જેવાંજ તે કામ કરશે. જેને જેવી સોબત તેવીજ જગાએ તે અંતે ઉભો રહેશે. (૨) સારી સોબતથી સારો થશે, નઠારી સોબતથી

નઠારો થશે; સારા મહેતાજીની સોબતથી વિદ્યા ભણે અને નસીબવાન થાય મતલબ કે સારા ગુણવાળા મહેતાજીના હાથ નીચે કેળવાય તે; નસીબવાન થાય. (૩)

સાર—નઠારી સોબતથી તેની નઠારી અસર આપણા પર થાય છે, માટે નઠારા માણસની સોબત કરવી નહિ પણ સારા માણસની કરવી.

પાઠ ૬.

ખડેલ=રખડતો

ખાતાં પીતાં હતાં=પૈસે ટકે સુખી હતાં.

વયે=ઉંમરે

પાર રહ્યો જ નહિ=ઘણો જ થયો

વધાઈ=વધામણી; ખુશ ખબર

ઓવારણાં=દુખડાં

ફોઇ પગલું=ફોઇના તરફથી જે પગલું બાંધવામાં આવે છે તે

ભેટ=ઇનામ

લાડીલો=લાડમાં ઉછરેલો; લાડકવાયો

કુટેવ=નઠારી આદત; ખરાબ ટેવ; ખો

પોળ=મોટી ખડકી

અટકચાળાં=અડપલાં; કોઇને ખોટું લાગે એવું કર્યા કરવું તે

લડાઇ=વઢવાડ

વંઠી જશે=બગડી જશે

સીધું ચાલવું=તોફાન મસ્તી ન કરવી

બહાને=નામે

ચૌટું=બજાર

રઝળતો=રખડતો

ટોળું=જથો

મસ્તી=તોફાન

લાતાલાતી=લાતબાજી

લાત=પાછલો પગ મારવો તે

ઉતરી ગયો=સાંધામાંથી ખસી ગયો

ભેંકડો તાણતો હતો=મોટે સાદે રાગ કાઢી રડતો હતો

હાડવૈદ=ભાંગેલું હાડકું બેસાડનાર વૈદ

લેપ=અરક

ઓસડ વેસડ=દવા ને તેના ઉપાય

વલે=દશા; ભુંડા હાલ

ખો=આદત; ખરાબ ટેવ

શિખામણ=ફાયદાની વાત; બોધ

સુધરી ગયો=કુટેવ છોડી દીધી

સાર—નિશાળનું નામ દઈ રસ્તામાં રઝળવું નહિ, અને નઠારાની સોબત કરવી નહિ.

### પાઠ ૭.

જક્કી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર; જીદ્દી
વાછરડાં=ગાયનાં બચ્ચાં
લવારાં=બકરીનાં બચ્ચાં
પાડાં=ભેંસનાં બચ્ચાં
ગલડરાં=ઘેટાનાં બચ્ચાં
ચારો=ઘાસ
નીરતો=નાખતો
ખાંધે=ખભે
ખેતર=અનાજ પાકે તે જગો
ઝોક=બકરાં, ઘેટાં રાખવાનો વાડો
છાંગે=શીખે; છાંપડે
વાંસળી=વાંસનું કાણાં પાડી બનાવેલું વાજું
પાવો=પીસવો; સિસોટી
હૂંફ=ગરમી; આશરો
જતન=રક્ષણ; સંભાળ
રબારી=ઢોર ચરાવનાર
ઊચી ગઈ=ઊડી ગઈ; દૂધ દેતી બંધ થઈ
જાળવતો=સાચવતો
વિઆય=જણે
ધણી=માલીક
સાચવણી=સંભાળ
તકરાર=વઢવાડ; રકઝક
શિકારી=શિકાર કરનાર
અજાણ્યું=ઓળખાણ વગરનું
મોજ=મજા; આનંદ
અભાગીઉં=કમનસીબ

### પાઠ ૮.

ગોંધતો=પુરી રાખતો
ચેન=સુખ; મજા
બંધીખાનું=કેદખાનું
ચાંદની=ચંદ્રનું અજવાળું
ખેલવું=રમવું
ઠરેલ=ડાહી
નાદાન=સમજણ વગરનું
સંભાળ=બરદાસ
સપડાઈ પડશે=હેરાન થશે; ફસાશે;
જક=જીદ; હઠ
લાગ=દાવ; તક
સટકી ગયું=છાનુંમાનું નાસી ગયું
ઠેકવા=કુદકા મારવા
પાદર=ગામના ઝાંપા બહારની જગા
વગડો=જંગલ
કોતર=ગુફા; બખોલ
તરાપ=કુદકો; ફાળ
બોડ=ગુફા; બખોલ
કમોતે=નગરમોતે

**સાર—માબાપ, મહેતાજી વગેરે કોઈ સારી શિખામણ આપે તે મુજબ ચાલવું ને હઠ કરવી નહિ.**

### પાઠ ૯.

રિસાળ=રિસાઈ જાય એવો
સહેજ સહેજમાં=જરા જરામાં
રીસ=ગુસ્સો; મિજાજ
છેડો=પાર; અંત
ભાગ્યે=કદાચ
આડોશી પાડોશી=પાસ

| | | |
|---|---|---|
| પાસના ઘરના રહેનાર | પાડવી તે | વેદના=દુઃખ |
| ભાઈભાંડુ=સગાંવહાલાં | ટેવ=આદત | મુદ્દલ=બીલકુલ |
| જમણ=જમવાનું | નકામો=અમથો | પસ્તાયો=દીલગીર થયો |
| ચીસ=બીકથી બૂમ | ઢોંગ=ફેલ | નડે=હેરાન કરે |

સાર-જરા જરા વારમાં રિસાઇ જવું નહિ

| | | |
|---|---|---|
| પાઠ ૧૦. | કરવા માંડી | યત્ન=મહેનત |
| જાળ=કરોળીઆનું પડ; જાળું; ફાંદો | માટ=મટે | ચગદાઇ=છુંદાઇ; દબાઇ |
| | ફાવ્યો=પાર પાડયો | તળે=નીચે |
| ફરી ફરીને=વારે વારે | ઘાટ=ઉપાય | મોત=મરણ |
| વિષે=બાબત | ભીડયો=હોંસથી મંડયો રહ્યો | તજી=છોડી |
| વણ=વગર | | |
| તૂટેલ=તૂટી ગએલે | ધીરજ=સબુરી | અનંત=ઘણોજ |
| તાંતણે=તારે | નીરધાર=નક્કી | લાભ=ફાયદો |
| મહેનત શરૂ કરી=મહેનત | ખંત=ચેટક; કાળજી | પામે=મેળવે |

## ફરી ફરીને સારૂં કામ કરવા બાબત.

**સમજુતી**—કરોળીઓ જાળ બનાવતાં ભોંય પર પડી જાય છે. ત્યારે ગભરાય છે અને વગર તૂટેલા આખા તાર ઉપર ચઢવાને માટે ફરીથી જાય છે. (૧) કરોળીઆએ તાર ઉપર ચઢવાને માટે મહેનત કરવા માંડી; પણ તરત તે નીચે પડયો અને ઉપર ચઢવાના કોઈ ઉપાયમાં ફાવ્યો નહિ. (૨) એવી રીતે પડતો અને ચઢતો ફરી ફરીને બે ત્રણ વાર મંડયો રહ્યો, તોપણ તેમાં ફાવ્યો નહિ, ત્યારે ફરીને ચઢવાને તૈયાર થયો. (૩) હિંમત રાખીને ઉમંગથી છઠ્ઠીવાર ચઢવાને મંડયો; તેણે ધીરજ રાખી તેથી તે નક્કી જાળામાં જઇ પહોંચ્યો. (૪) જો કરોળીઆએ ફરી ફરીને કાળજીથી મહેનત નહિ કરી હોત

તો પગ તળે છુંદાઇને વગર મોતે મરી જાત. (૫) એ પ્રમાણે કરોળીઆની પેઠે જે માણસો મનમાં કાળજી રાખીને આળસ કાઢી નાખીને મહેનત કરે તો ઘણોજ ફાયદો મેળવે.

**સાર–સારૂં કામ ફરી ફરીને ઉમંગથી કરવું.**

**પાઠ ૧૧.**

ચકભિલ્લુ=એક જાતની રમત
કુચ્ચુ=કાછડો; કચ્છો
ગઢ=કિલ્લો
સાથી=સોબતી
ભિલ્લુ=સાથી
વડો=મોટો
સરદાર=ઉપરી
ઘૂમી રહ્યા=આમથી તેમ ફરી રહ્યા
દાવમાં=લાગમાં
પેંતરા=ડગલાં; પગલાં
નજર ફેંકી=જોઇ
પૂર જોસથી=ઘણા જોરથી
ભૂલથાપ=ભુલાવો
શાબાશ=ધન્ય
દાવ=રમત

**સાર–શરીરની સાથે મન કેળવાય એવી રમતો રમવી.**

**પાઠ ૧૨.**

દૃઢ મનવાળો=પાકા વિચારવાળો
ગેડીદડા=દડો અને તેને ફેંકવાની લાકડી
ડગલું=પગલું
રંગ જામ્યો=મજા આવી
પછી તો ધૂળ=પછી કંઇ મજા પડવાની નથી
વચન=બોલ
ખાતરી=ભરોસો
સુનું=વસ્તી વગરનું
મોં ફેરવી=મોં ચઢાવી
પીડા=પંચાત; દુઃખ
મન ડગવા દીધું નહિ=મરજી મુજબ કર્યું નહિ

**પાઠ ૧૩.**

મધમાખી=મધ બનાવનારી માખી
કુટુંબ=વંશ; ઓલાદ
છંછેડે=હરકત કરે
પીઠ=વાંસો
ઘાટ=આકાર
સોહામણી=શોભિતી
ભપકાદાર=રોફવાળા
કોરીને=કાણાં પાડીને
દુભાવો=નારાજ કરો
નુકસાન=બગાડ
સ્વાદે=સહેજતથી
નવાઇ=અચરજ

**સાર–કોઇનું ભલું કરીએ તો આપણું ભલું થાય. અને કોઇનું બુરૂં કરીએ તો આપણું બુરૂં થાય.**

| પાઠ ૧૪. | અંગેઠી=પેંક પાડવાની ભઠ્ઠી | પસ્તાયો=દીલગીર થયો |
|---|---|---|
| મોસાળ=માના બાપનું ઘર; મામાનું ઘર | ઉલટભેર=હોંસથી | વાંક=ગુનો; તકસીર |
| આંખટાઢી થઇ=સંતોષ થયો. | ઠેસ=ઠોકર | સાજું=આખું |
| | હોંસભેર=ઉમંગથી | હરખ=આનંદ |
| | | ઉતાવળ=ઝડપ |

સાર—(૧) કોઈપણ કામ ઉતાવળથી કરવું નહિ. (૨) જેવું આપણું તેવું સામાનું સમજવું.

| પાઠ ૧૫. | ખેંચતાણ=ખેંચાખેંચી | સુખેચેન=મઝા |
|---|---|---|
| ઢીંગલી =નાની પુતળી | કાયર=હેરાન | શોક=દીલગીર |
| તખતો=આરસો | પજવે=દુ:ખ દે | લાજ=આબરૂ |
| ઝૂટવી લીધો=એકદમ ઝડપ મારી લઇ ગયો | ફુટી બદામ=ખોટીબદામ; નજીવી કિંમત | ઘટે=ઓછી થાય |
| સરી પડયો=લપસી ગયો | સહીઅરો=બેનપણીઓ | નિંદે=ખોટું ખોટું બોલે |
| બરડ=ઝટ ભાંગી જાય એવો | કટ્ટા=એક બીજાની સાથે બોલવું કે રમવું નહિ તે | બળવંતા=જોરાવર |
| પાછાડીએ=અફાળીએ | આપણ=આપણે | સદા=હંમેશાં |
| | | લેશ=જરાપણ |
| | | કલેશ=કંકાસ |
| | | કોય=કોઇ |

## હળીમળીને રહેવા વિષે.

**સમજુતી**—આપણે બને જણ ભાઇ અને બેન સંપીને હળીમળીને રમીએ તો સુખ થાય અને મજા પડે, પણ જો લડીએ કે કજીઓ કરીએ તો ઘણી દીલગીર થાય, આબરૂ ઓછી થાય, અને લોકો નઠારું બોલે. (૧) હે જોરાવર બાપ પરમેશ્વર તું અમને હંમેશાં સંપ આપ; (હળીમળીને રહેવાની બુદ્ધિ આપ) જેથી કરીને કોઇ દિવસ જરાપણ કંકાસ થાય નહિ; ને અમારા દહાડા સુખમાં જાય (૨) છોકરાં હળીમળીને રહેતાં હોય અને કોઇ દિવસ કોઈ લડે કે રડે.

નહિ, તેઓ હળીમળીને રમે, જમે અને ગીતો ગાય; તો મા ઘણી ખુશી થાય. (૩) સાર—ભાઈ બેન સાથે સંપીને ચાલવું.

પાઠ ૧૬.
રામચંદ્રજી=અયોધ્યામાં એ નામના રાજા થઇ ગયા તે. હિંદુ લોકો તેમને પરમેશ્વરનો અવતાર માને છે
ઇચ્છા=મરજી
ગભરાટ=ગભરામણ
છેવટે=આખરે
ફેરવવા=બદલવા
ફાંફાં=ખોટી મહેનત
ગણકાર્યું=માન્યું
ડસકાં=રડતાં રડતાં આચકા ખાવા તે
રોણું=રડવાનું તોફાન
ખીજવાયા=ગુસ્સે થયા
રડપર=રડવા પર
ગોદ=ખોળો
ધીરા=શાંત
છાના=મુંગા
પ્રધાન=વજીર
દર્પણ=આરસી
દશરથ=રામચંદ્રજીના બાપ
મહારાજા=મોટારાજા
શ્રી=સારા; શોભાયમાન

સાર—અક્કલ વાપરી યુક્તિથી કામ કરવું.

પાઠ ૧૭.
વગર વિચાર્યું=વિચાર વગરનું
ભેડું=ઘણીધણિઆણી
કચરો પુંજો=કચરો વગેરે
પરવારી=નવરી થઇ
કથા=ઇશ્વર સંબંધી વારતા
ભળતું=પેદાશ થતી
ગુજરાન=ગુજારો
છોકરાંછૈયાં=છોકરાં
છોકરી
પેટે=પોતાને
ઓછું આવતું=ખોટું લાગતું
પાપ=ખોટાં કામ
આધાર=આશરો; ભરોસો
સારૂં=ભલું; કલ્યાણ
આંગણું=બારણા આગળની જમીન
તરફડતું=તરફડીઆં મારતું
દયા=રહેમ; મહેર
ઉછેરીને=મોટું કરીને
જન્મ થયો=અવતર્યો
લોહીઆળું=લોહીવાળું
ગુસ્સો=રીસ
બેડું=ગાગર ને ઘડો
કકડા=ટુકડા
ભાંગતૂટી=સમજાય નહિ તેવી
બોલી=બોલ
મૂર્ખ=બેવકૂફ

| | | |
|---|---|---|
| ચાપી=ચંડાળ; દુષ્ટ | પુત્ર=છોકરો | વગે=કામ આવે |
| અભાગણી=કમનસીબ | જીવ=પ્રાણ | જાન=જીવ |

## વગર વિચાર્યું ન કરવા બાબત.

સમજુતી—જે માણસ વિચાર કર્યા વગર કામ કરે છે, તે પાછળથી દીલગીર થાય છે, જુઓ, એવાં વગર વિચારનાં કામ કરવાથી ઘણાના જીવ જાય છે. મરી જાય. (૧) સાર—ઉતાવળથી વગર વિચારે કામ કરવું નહિ.

| | | |
|---|---|---|
| પાઠ ૧૮. | છાપખાનાવાળા=છાપખાનાનો માલીક | ડરતો=બીતો |
| સંદેશો=ખબર | ગોઠવણ=બંદોબસ્ત | પંપાળી=હાથ ફેરવી |
| ઓડગંતો=લંગડાતો | ગાર્ડ=સંભાળ રાખનાર | ડર=બીક |
| દુઃખી=હેરાન | સરનામું=ઠેકાણું | નજીક=પાસે; સેડે |
| મદદ=આશરો | સ્ટેશન=આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું | ઠરાવ=કરાર; થએલી વાત |
| હુંફાળું=ગરમ | ખડખડાટ=અવાજ | ઝપાટાબંધ=દોડતો |
| પરાળ=ભાતનું ઘાસ | સિસોટી=પીસવો | ખબરદાર=હોશિયાર |
| છાપું=ચાલતા વખતની ખબરનો છાપેલો કાગળ | | આઠ કલાકમાં ૧૫ મિનિટ બાકી=છા વાગે |

સાર—(૧) દુઃખ પ્રાણીપર દયા રાખવી. (૨) જનાવરોને કેળવવાથી તેઓ માણસ જેવું કામ કરી શકે છે.

| | | |
|---|---|---|
| પાઠ. ૧૯. | માથું મારી=હિંમત કરી | વેગળા=દુર |
| કોણી=હાથને વાળવાનો વચલો સાંધો | છાતીવાળો=હિંમતવાન | બુઝાડી=વળગાડી |
| ડીમણું=ડીમું | ધરાયો=તરપત થયો | પેટભરી=જોઇએ તેટલા |
| | હડસેલો=ધક્કો | |

સાર—(૧) ગરીબ માણસને મદદ કરવી. (૨) ઇશ્વરે આપણને બળ આપ્યું હોય તો તે ગરીબ માણસને મદદ કરવામાં વાપરવું.

**પાઠ ૨૦.**

ખલીફા=મહમદ પેગંબરના વારસ
પાદશાહ=મુસલમાન રાજા
દરબાર=રાજકચેરી
દેખાવડો=રૂપાળો
સુબો=સુબેદાર; સરદાર
નીમણુક=ગોઠવણ
હુકમ=આજ્ઞા
ખાસ=જુદો; ખાનગી
શાહજાદો=પાદશાહનો દીકરો
શાહજાદી=પાદશાહની દીકરી
ચીતરામણ=ચિત્ર
તહેનાતમાં=ખીજમતમાં; હજુરમાં
છોકરવાદી=નાદાની
કારણ=સબબ; મતલબ
નામદાર=પ્રખ્યાત; નામીચો
ફરમાવશો=હુકમ કરશો
સમજુતી=સમજણ
મોંએ ચડેલો=વધારે ઓળખવાને લીધે બીક વગર બોલનાર
અરજ=વિનંતી
ફરજંદો=બચ્ચાં; છોકરાં.
લાડ=વહાલ
અલ્લા=ખુદા; પરમેશ્વર
ગુનો=વાંક; તકસીર
માફ=ક્ષમા
દીલ=મન
દીલગીરી=નાખુશી
ઓહદા=હકુમત
નીમ્યો=નીમણુક કરી
કઠણ હૈયાનો=દયા વગરનો
રદ કરું=ફેરવી નાખું
આરબ=અરબસ્તાનનો રહેવાસી

સાર—માણસની રીતભાત ઉપરથી તેના ગુણની પરીક્ષા થાય છે.

**પાઠ ૨૧.**

આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
લંગડો=લુલો
ટેકરીઆ=ખાડા ટેકરા
માળા=પક્ષીનાં ઘર
આસપાસ=આજુબાજુ
કોહલાં=ફાડી ખાનારાં જાનવર
વાઘ=ફાડી ખાનારૂં ચટાપટાવાળું જાનવર
વરૂ=કુતરા જેવું ફાડી ખાનારૂં જાનવર
ખોંખારો=અવાજ
આડે=અવળે
દુવા=આશિષ; આશીર્વાદ
ઘોરી=મોટો; સરિયામ

સાર—એક બીજાને મદદ કરવી.

## પાઠ ૨૨.

પડછાયો=ઓળો
ભાગોળ=દરવાજો; દરવાજા પાસેનો બજાર
ભાગ=હિસ્સો
પાર=કિનારો; કાંઠો
નદી=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી કે સમુદ્રને મળે છે તે
કુદકો=છલંગ
પૂલ=નદીપરથી જવા આવવાને બાંધેલો રસ્તો
થાક=વિસામો; આરામ
અદેખો=બીજાનુ સારૂં જોઈ બળે એવો
લોભી=લાલચુ
તરાપ=કુદકો; છલંગ
ખોળ=શોધ; તપાસ
પડાવી=ખુંચવી; છીનવી
દાનત બગાડી=પડાવી લેવાની ઇચ્છા કરી
ગુમાવ્યું=ખોયું
તાકે=ધારે; વિચારે

સાર—લોભ કરવો નહિ

## પાઠ ૨૩.

ખરીદ કર્યું=વેચાતું લીધું
સંદેહ=વહેમ; શક
હડકવા=કુતરા, કોહલાં વગેરેને એક જાતનો રોગ થાય છે તે
દરકાર=પરવા
ઠાવકું=ડાહ્યું
બચકું=ડાચું
ખામી=કસુર
છુટું મૂકી દીધું=છોડી દીધું
અભડાયો=અડકાયો
ભરોસો=વિશ્વાસ

સાર—આપણી આંખે ખરૂં દેખાયા છતાં બીજા પર ભરોસો રાખી ચાલી ચાલવું નહિ.

## પાઠ ૨૪.

લખોટો=મંજો
છાનોમાનો=ચુપચુપ
બગાડયું=ખરાબ કર્યું
વિના=વગર
સજા=શિક્ષા
ભૂલીશ=વીસરીશ
ચોરી=છાનીરીતે બીજાની વસ્તુ લેવી તે
ચોર=છાની રીતે બીજાની વસ્તુ લેનાર

---

## પાઠ ૨૫.

કુહાડી=લાકડા ફાડવાનું હથિયાર
ભાયડો=મરદ; પુરૂષ
શાણો=ડાહ્યો
બહાદુર=જોરાવર

| | | |
|---|---|---|
| આવ=આ | ણીમાં આમ તેમ | વદે=બોલે |
| ભાળે=જુએ | ડોલ્યાં કરતાં અને | માથું હલાવી=ડોકું |
| નીર=પાણી જળ | તેની અંદર સમાઇ | ધુણાવી; ના કહી |
| ત્યાંહી=ત્યાં | સૂણી=સાંભળી | સંપત=દોલત |
| નિહાળ્યું=જોયું | સાદ=અવાજ | મહેર=મહેરબાની; દયા |
| માંહી=અંદર; માં | ભલાં=દયાળુ | જગનાથ=જગતનોધણી; |
| ડર્યો=બીધો | દેવી માતા=દેવી | પરમેશ્વર |
| ઝૂલતાં ને સમાતાં=પા- | | |

## કુહાડી.

**સમજુતી**—નાનો છોકરો બાપની કુહાડી લઈ જોરાવર ડાહ્યો મદદ બન્યો ને જે કંઈ ચીજ જુએ તે ઘા મારીને કાપે, એમ રમતો ગામને પાદરે તળાવ ઉપર ગયો. (૧) ત્યાં તળાવમાં માછલાંએ જરા પાણી હલાવ્યું તેથી છોકરાએ પાણીની અંદર કંઈક જોયું તેથી છોકરો મનમાં બીધો અને કુહાડી પાણીમાં પડી ગઈ, તે વખતે તે બહુ ધાંટો પાડીને રડયો. (૨) હમેશાં પાણીમાં આમ તેમ ડોલ્યા કરતાં અને સમાઇ જતાં એવાં દયાળુ દેવી માતા છોકરાનો અવાજ સાંભળીને પાણી ઉપર આવ્યાં. દેવી બોલી કે આ રૂપાની કુહાડી લે, પણ છોકરો કહે છે કે હે! માતા મારી કુહાડી એવી નથી. (૩) બીજી વખત સોનાની કુહાડી કાઢી લાવીને બતાવી ત્યારે માથું ધુણાવી ના કહીને છોકરો કહે છે કે એ પણ મારી નથી. મને તો મારી કુહાડી બહુ ગમે છે. માટે હે! દયાળુ માજી, તમે પાણીમાંથી મારી કુહાડી કાઢી આપો. (૪) દેવીએ કુહાડી કાઢી આપી, અને છોકરાં સાથે બોલ્યાં, છોકરાને કહ્યું કે તને સુખ અને દોલત મળજો ને પરમેશ્વરની મહેરબાની થજો. સાર–પારકી વસ્તુ પર લોભવું નહિ.

પાઠ ૨૬

ભરપુર=ભરેલો
પૈસે ટકે ખાલી=ગરીબ; પૈસા વગરનો
હાલત=દશા
ખરી ગયું=ઓછું થયું
ખૂબસુરત=દેખાવડો
હેત=પ્યાર; વહાલ
દેશાવર=પરદેશ
કપરા=અઘરા; સખત
લાચાર=નાચાર
મૂલ=કિંમત
મુકામે=ઘેર
હૈયું ભરાઇ આવ્યું=રડવું આવ્યું
પંપાળતા=હાથ ફેરવતા
અરદાસ=ચાકરી
ખરવડે=બોજે; પાલવે

સાર-દરેક માણસે પોતાના પ્રાણી પર ઘણોજ પ્યાર રાખવો અને જરા પણ દુઃખ દેવું નહિ.

પાઠ ૨૭

ઝરો=પાણીનો વહેળો
ભરાવ=દેખાવ
આંખ=નજર
નારાજ=નાખુશ
બડબડવું=મનમાં બોલવું
લજવ્યું=શરમાવ્યું
શરીર=ડીલ
ખલકારવું=ચહેકારીને બોલવું
ચમકી=ચોંકી
પારધી=શિકારી
વટાવી=ઓળંગી
વખોડતું=ધિક્કારતું
મોહી પડયું હતું=રાજી થયું હતું
ફસાવી દીધું=દુઃખમાં નાખ્યું
કેડો=પુંઠ

સાર-કોઇપણ ચીજને વગર વિચારે વખોડી કે વખાણવી નહિ.

પાઠ ૨૮

શિઆળ=શિયાળવાં
શહેર=જેમાં છોબંધ ને હારબંધ ઘરો હોય અને સારાં સારાં બજારો હોય તે.
બચકાં=ડાફાં
રંગરેજ=રંગારો
જરદી=પીળો
પાસ=અસર
આંગણે=બારણે
કોઠ=પેઢી; લુહાર જે જગાએ બેસી ઘાટ ઘડે છે તે જગા
ભઠ્ઠી=મોટો ચુલો
ધગધગતા=ઘણાજ ઉના
નકલ=બીજાનું જોઇને કરવું તે; કોપી.

સાર-કોઇની ખોટી નકલ કરવી નહિ.

પાઠ ૨૯

વરો=જમણવાર; નાત
ઘી=તાવેલું માખણ
પિયર=બૈરાના બાપનું ઘર
મણ=૪૦ શેર

ટાંકણે=ટાણે; અવસરે
મેળાપ=મુલાકાત
ઘડભડી=ઘડી
રડયું ખડયું=જવલ્લેજ
લેખવે=ગણે
મોંઘે ભાવે=ઘણી કિંમતથી
ખપ=જરૂર
રંક=ગરીબ
ભારેખમ=ભારબોજવાળા
માન=આબરૂ; ઇજ્જત

સાર-ભારેખમ થઇ ખુણે બેસી રહીએ, તે કરતાં બહાર પડી બધાના ઉપયોગમાં આવવું એ સારૂં છે, એમ કરવાથી વગર માગે માન મળે છે.

પાઠ ૩૦.

કુંવર=રાજાનો છોકરો
બાપકમીં=બાપની કમાઇ ખાનાર
આપકમીં=પોતાની કમાઇ ખાનાર
રાજપાટ=રાજગાદી
તીર્થ=પવિત્ર જગો
ધન=દોલત
ભાભી=ભાઇની વહુ
વતન=જન્મભૂમિ
ઓચીંતી=એકદમ
તરાપ=છલંગ
ઠેકાવી=ઠેકડો મરાવી
સેના=લશ્કર; ફોજ
ઉપરી=સરદાર
હિંમત=હામ
લુણ=મીઠું; અનાજ
ફતેહ=જીત
પ્રાર્થના=માગણી
તડંગધુમ=ડંકા વગાડતાં તેમાંથી નીકળતો અવાજ
ડંકો=લડાઇનું વાજીંત્ર; નોબત
નિશાન=ધજા; વાવટા
દુશ્મન=શત્રુ
ફોજ=લશ્કર; સેના
તક=દાવ
સરદાર=ઉપરી
નાસભાગ=નાસાનાસ
કુંવરી=રાજાની છોકરી
બહાદુરી=હોશિયારી
વરમાળ=વરને કન્યા જે માળા પહેરાવે છે તે

સાર—જાતે પેદા કરી ખાવાની ઇચ્છા રાખવી.

પાઠ ૩૧.

દેડકો=ચોપગું પાણી તથા જમીનપર રહેનાર પ્રાણી
ઘાસચારો=ઘાસ વગેરે
લહેર=સપાટો
તડુકતો તડુકતો=મલકાતી ચાલ ચાલતો
ખાબોચીઉં=પાણી ભરાએલો નાનો ખાડો
જીવ=પ્રાણ
વખાણ=કોઇ વખાણ કરે

| | | |
|---|---|---|
| તેમ ચઢે તેવી | બેટા=દીકરા | મમત=જીદ; હઠ |
| | | ગજા=શક્તિ |
| ફુલાવી=મોટું કરી | બોલ=શબ્દ | ઉપરાંત=વધારે |

સાર-ગજા ઉપરાંત કામ કરે તો મરે, નહિ તો માંદો પડે. માટે ગજા ઉપરાંત કામ કરવું નહિ.

| | | |
|---|---|---|
| પાઠ ૩૨. | ખાદી=જાડું લુગડું; દોટી | વાનો ધંધો કરનાર |
| ભિખારી=ભીખમાગનાર | વાત=વાગન | જેમ તેમ=ગમે તેમ |
| તળાવડી=નાનું તળાવ | મલમલ=ઝીણું સુતરાઉ | બેદરકાર=બેપરવા; મરજ |
| લપસી=ખસી; સરી | કપડું | વગરનો |
| ધ્રુજતો=કાંપતો; થર- | બફારો=પસીનો | કસ=કેસ |
| થરતો | સાહુકાર=રૂપીઆ ધીર- | જાતે=પોતે |

સાર-કપડાં મેલાં પહેરવાં નહિ, કપડાં ગમે તેમ પહેરવાં નહિ. કસ કે બોરીયાં છુટા ન રાખવાં. ટોપી બરાબર ઘાલવી.

| | | |
|---|---|---|
| પાઠ ૩૩. | દોરીને=હાંકીને | વહેળો=નાની નદી |
| બ્રાહ્મણ=હિંદુની ઉચી | સ્ત્રી=બૈરી | શેલો=શીલા; પત્થર |
| જાત | પગલાં=પગનાં તળીઆં- | ધોબી=લુગડાં ધોવાનો |
| ગણેલા=અનુભવ મેળ- | નો આકાર | ધંધો કરનાર |
| વેલા | અંગુઠીઆ=પગને અંગુ- | ધોબણ=ધોબીની બાયડી |
| સારો=લાયક | ઠે પહેરવાનું ઘરેણું | રાજમારગ=મોટો રસ્તો |
| ધંધો રોજગાર=વેપાર | જોડવાં=પગને અંગુઠે | ઢુંકડું=પાસે; નજીક |
| વણજ | તથા તેની જોડેની | છેક નજીક=ઘણુંજ પાસે |
| જડતો=સુઝતો; માલમ | આંગળીએ પહેરવાનું | ખંતીલા=કાળજીવાળા |
| પડતો | રૂપાનું ઘરેણું; વેઢ | મેળવ્યા=પેદા કીધા |
| દેશાવર=પરદેશથીજેદેશ | નિશાની=એંધાણી | |

સાર-ધ્યાન રાખી જોવાની અને તે ઉપર વિચાર કરવાની ટેવ રાખવી.

| | | |
|---|---|---|
| પાઠ ૩૪. | ઘાટ=પહાડ ઉપર ચઢવા ઉતરવાનો રસ્તો; ઓવારા | રંગ=શોભા |
| મહિમા=મોટાઇ | | મેદાન=ખુલ્લી લાંબી પહોળી જગા; ચોગાન |
| જગપતિ=જગતનો ધણી; પરમેશ્વર | રળિઆમણી=શોભિતી | તરતાં=પાણી ઉપર રહેતાં |
| જગ=દુનિયા | વાટ=રસ્તો | મહીં=માં |
| રચી=બનાવી | શીતળ=ઠંડો | આંખડી=આંખ |
| રચના=બનાવટ; ગોઠવણ | સાર=સારી | ચાવણું=ખાવાનું; ખોરાક |
| નવરંગી=તરેહ તરેહના રંગના | સૂર્ય=સુરજ | સાથ=સાથે |
| | વરસાદ=મેહ | કળા=હીકમત; યુક્તિ |
| તરૂપાન=ઝાડનાં પાંદડાં | ઝૂલતાં=લટકતાં | કળી શકાય નહિ=સમજી શકાય નહિ |
| પા'ડ=પહાડ | મધુર=કાનને સારૂં લાગે એવું; મીઠું | |
| કરાડ=કરાડા; ગુફા | | સરજી=પેદા કરી |
| સિંધુ=દરીઓ; સમુદ્ર | નાદ=અવાજ; સાદ | સરજનહાર=પેદાકરનાર; પરમેશ્વર |
| સરિતા=નદી | કળા=તેજ; અજવાળું | |

## પાઠ ૩૪ પરમેશ્વરની મોટાઇ.

**સમજુતી**—જગતના બનાવનાર પરમેશ્વરે આ દુનિયામાં ઘણીજ સારી બનાવટ કરી છે, તેણે આ દુનિયામાં નાના મોટા એમ ઘણી જાતના જીવો બનાવ્યા છે. (૧) તરેહવાર રંગના ખીલતા ફૂલો, ગાયન ગાતાં પક્ષીઓ, અને સારા રંગવડે શોભતાં ઝાડનાં પાંદડાં, તથા પક્ષીની પાંખો તેણે બનાવ્યાં છે. (૨) પરમેશ્વરે મોટા પહાડો, કરાડાં, દરીઆ, નદી, પહાડમાંથી જવા આવવાના રસ્તા, શહેર અને જંગલના રસ્તાની આ શોભિતી બનાવટ બનાવી છે. (૩) શિઆળામાં ઠંડો પવન સારી ઠંડક આપે છે, અને ઉનાળામાં સુરજનો તાપ નક્કી ઘણો

ખરે છે. (૪) ચોમાસાની ઋતુમાં વરસાદ વરસે છે, ઝાડો પર ફળો લટકતા દેખાય છે, અને મોરનો મીઠો અવાજ સંભળાય છે. (૫) અજવાળીઆમાં ચંદ્રનું અજવાળું આનંદ આપે છે, અને અંધારીઆમાં તારાના પ્રકાશનો રંગ શોભિતો દેખાય છે. (૬) રમવાને અને મોજ ભોગવવાને માટે મોટાં મેદાનો બનાવ્યાં છે. વળી પાણીમાંના વેલા અને તેનાં પાંદડાં કેવાં તરે છે! (૭) હે પરમેશ્વર! તેં જોવાને માટે આંખ આપી છે, સાંભળવાને માટે કાન આપ્યા છે, અને બોલવાને માટે જીભ આપી એ સારૂં કર્યું છે. (૮) વળી દાંત આપ્યા તેની સાથે ખોરાક આપીને બહુ ઉપકાર કર્યો છે, હે! પેદા કરનાર પરમેશ્વર તેં જુક્તિ કરી છે તે સમજી શકાય તેમ નથી. (૯) સાર–પરમેશ્વરે માણસ જાતના સુખને માટે દુનિયામાં બધી વસ્તુઓ બનાવી છે, માટે તેનો પાડ વાળવા દરરોજ તેની ભક્તિ કરવી.

| | | |
|---|---|---|
| પાઠ ૩૫. | સ્હોય=શોભે | ફુવારા=પાણી ઉંચું ઉરાડવા માટે બનાવેલો ઘાટ |
| વિશાળ=લાંબા પહોળા | કોયલ=કાળા રંગનું મધુર રાગનું પક્ષી | નવરંગ=તરેહ તરેહના રંગ |
| [illegible]જેલ=છવાઇ રહેલી | કલ્લોલ=મજા; ખુશી | અપાર=ઘણુંજ |
| તંબુ=કપડાનું ઘર | તીતર=તીણા રાગનું પક્ષી | મોર=આંબાનાં ફૂલ |
| તાડ=સૌથી ઉંચું ઝાડ | વિશેષ=વધારે | કોર=બાજુ |
| કેળ=કેળાંનું ઝાડ | બેશ=સરસ; સારી રીતે | ચાંદની=ચંદ્રમાનું અજવાળું |
| પલ્લવ=પાંદડાં | કેસુડાં=ખાખરના ફૂલનો | |
| વનસ્પતિ=ઝાડ, છોડ, વેલા વગેરે | ચોળીને=હલાવીને; મેળવીને | |
| ધરી=પહેરી | | |

## પાઠ ૩૫. પાનખર ઋતુ ( વસંત ઋતુ )

સમજુતી—મોટા વડના ઝાડ પર પથરાએલા વેલા તે જાણે

તંબુ ઉભો કર્યો હોયની ! એવું દેખાય છે. તંબુપર જેમ ધજા, વાવટા ફરકતા હોય તેમ, કેળ, નાળિએરી અને તાડનાં ઝાડ ધજા ને વાવટા જેવા જણાય છે. (૧) ઝાડનાં પીળાં અને પાકાં પાંદડાં હોય તે ખરીને જમીનપર પડે છે, પછી ઝાડને નવાં પાંદડાં આવે છે તેથી ઝાડ શોભિતાં દેખાય છે. (૨) વસંતઋતુમાં જુનાં પાંદડાં પાકાં થવાથી ખરી પડે છે અને તેને બદલે નવાં પાંદડાં ફૂટીને નીકળે છે. કોયલ મધુર શબ્દ બોલે છે; તીતર, કબુતર અને બીજાં ઘણાં પક્ષીઓ સારા રાગથી ગાય છે, અને સારી રીતે નાચે છે. ( ૩ ) લોકો કેસુડાનાં ફૂલનો કેસુડો રંગ ઘોળીને હોળી રમે છે, એટલે રંગની એક બીજા પર પીચકારી મારે છે, બાગમાં ફુવારા ઉડાડે છે, અને બજારો તથા ચોકમાં પાણી છાંટે છે. મતલબ કે પાણીનો છંટકાવ કરે છે. (૪) ભમરાઓ ગું ગું અવાજ કરે છે, અને ઝાડો પર ઘણા તરેહવાર રંગો દેખાય છે; આંબા ઉપર મોર આવવાથી તે શોભે છે, અને ચોતરફ ચાંદની શોભી રહી છે. (૫) માણસો લહેજતથી ખુશીથી શીખંડ ખાય છે અને ઠંડું પાણી પીએ છે. પશ્ચિમ અને દક્ષિણ તરફના પવનથી શરીર સુખી થાય છે. ( કારણ પશ્ચિમ અને દક્ષિણમાં દરીઓ હોવાથી પવન ઠંડો આવે છે.)

પાઠ ૩૬.

ટેકરો=જમીન વધીને ઉંચી થઇ હોય તે

પડછાયો=ઓળો

ઓળો=પડછાયો

પીડ=વાંસો

ઉગમણી=પૂર્વ; સુરજ જે દિશામાં ઊગે છે તે

આથમણી=પશ્ચિમ; સુરજ જે દિશામાં આથમે છે તે

ઉત્તર દિશા=પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહેતાં જેણી ગમ ડાબો હાથ આવે તે

દક્ષિણ દિશા=પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહેતા જેણી તરફ જમણો હાથ આવે તે

ઉત્તર દિશામાં આકાશમાં જે તારો એકની એક જગાએ ઝીણો ઊગતો દેખાય છે તેને ધ્રુવનો તારો કહે છે.

સવાલ—પૂર્વ અને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી ? પડછાયો સુરજથી કઇ દિશામાં હોય ? લાંબામાં લાંબો અને ટુંકામાં ટુંકો પડછાયો કયારે હોય ? ઉત્તર દિશા શી રીતે જાણવી ? દહાડે દિશાઓ શા ઉપરથી જાણી શકાય ? રાત્રે દિશા શા ઉપરથી જાણી શકાય ? સામસામી દિશાઓ ગણાવો.

| | | |
|---|---|---|
| પાઠ ૩૭. | મથાળે=ટોચે | જેટલી જગા |
| બેસતું વર્ષ=કારતક સુદ ૧ | ફુટ=બાર ઇંચ; અડધો ગજ | મધ્યમાં=વચમાં |
| દાંડી=પંખાની હાથમાં પકડવાની લાકડી | લંબાઇ=લાંબાપણું | પગથીઉં=નાની ઓસરી |
| | પહોળાઇ=પહોળાપણું | થાર=થુવેરીઆ |
| માપ=અરતર | ઇંચ=તસુ; સવાકા | કરા=ભીંત; દિવાલ |

સવાલ—નકશામાં ઉત્તર દિશા કયાં હોય છે ? ઉત્તરની સામે કઇ દિશા ? પૂર્વ ને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી ? નિશાળનો નકશો શી રીતે કાઢશો ?

| | | |
|---|---|---|
| પાઠ ૩૮. | નિશાન=એંધાણ | તે જગા |
| ધોરી=સરિયામ | સમજ=સમજણ; ભાન | ગોચર=ગાયોને ચરવાની |
| આગગાડી=વરાળથી ચાલતી ગાડી | ખેતર=અનાજ પાકે છે | જગા |

સવાલ—રસ્તો બતાવવાને બેવડી લીટી શા માટે દોરવી ? નદી કેણી તરફ વહે ?

| | | |
|---|---|---|
| પાઠ ૩૯. | પોપડો=ઢોરને ચરવાની | ઝાડઘણાંહોય એવીવાડી |
| વગડામાં=ઉજાજડ જ- | જગા; ચરો; બીડ | નિચાણમાં=ઢળતી |
| ગામાં | આંબાવાડી=આંબાના | જગામાં |

| | | |
|---|---|---|
| ઢાળ=ઢોળાવ | વહેણુ=રેલો પ્રવાહ | મસ=ઘણું |
| દહેરૂં=દેવળ | ચાલાક=ચંચળ | ઈશાન=ઉત્તર અને પૂર્વ |
| કાંઠે=કિનારે | પાર=કાંઠો; કિનારો | દિશા વચ્ચેનો ખુણો |
| ભાઠું=કાંઠાપરની ખેડવા | પાળ=કારણુ | નજરે પડયા=દેખાયા |
| લાયક જમીન | ડાંગર=ભાત | સુગમ=સહેલું |

સવાલ-પવન કઇ દિશા તરફ વાતો હતો તે શા ઉપરથી કહ્યું? ટાઢો પવન લાગવાનું કારણ શું? તળાવ કોને કહેવું? નદીને કેટલા કાંઠા હોય અને તે કયા કયા? જમણો અને ડાબો કાંઠો શી રીતે જાણી શકાય? નદી શા કામમાં આવે? જ.-ત્રીજી ચોપડીના ૪૦ મા પાઠની કવિતા વાંચો. ખુણા કેટલા છે અને તે કયા કયા? કઇ કઇ દિશાઓની વચ્ચે ખુણા હોય નહિ?

| | | |
|---|---|---|
| પાઠ ૪૦. | મામલતદાર=તાલુકાનો | મળીને થયેલો તે |
| વાળું=રાતનું જમવાનું | ઉપરી અમલદાર; | તાલુકે=મુખ્ય કચેરીએ |
| ગમ્યું=ગોઠયું | પટેલ તલાટીનો ઉપરી | હુંડી=રૂપીઆ મળવાનો |
| ચોરો=સરકારી ઉતારાનું | ભરણું=પટેલ તલાટીએ | કાગળ; મનીઓર્ડર |
| મકાન | ખેડુત પાસેથી મહે- | માસ્તર સાહેબ=પોસ્ટ |
| મુખી=પટેલ; ગામનો | સુલના રૂપીઆ લઇ | માસ્તર |
| ઉપરી | એકઠા કર્યા હોય તે | ટપાલી=કાગળ વહેંચનાર |
| ગંધ=ખરાબ વાસ | તલાટી=ગામની વસુલાત | ગેરહાજર=હાજર નહિતે |
| બંદોબસ્ત=ગોઠવણુ | ઉઘરાવનાર | માંદો=બિમાર રોગી |
| હવાલદાર=પટેલના | રાવણીઓ=વરતણીઓ | ડાક્તર=અંગ્રેજી દવા |
| તાબાનો સિપાઇ | તાલુકો=ઘણાં ગામ | જાણનાર |

સવાલ-ચોરો એટલે શું? મુખી, તલાટી, પોસ્ટ માસ્તર, ડાકતર એ દરેકનાં કામ સમજાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૧.** | અંગારા=સળગતા દેવતા | ખોરાક=ખાવાની ચીજો |
| સોનેરી=સોનાનો રંગ જેવો; પીળા | ચળકતો=ઝળકતો | તાજી=તરતની |
| ખેડુત=ખેતીનું કામ કરનાર | દાતણપાણી=દાંત સાફ કરવા તથા મોઢું ધોવું તે | લહેર=સપાટા |
| હળ=જમીન ખેડવાનું ઓજાર | ઝાડીને=ઝપટીને | ધંધો=રોજગાર; વેપાર |
| | | જન=માણસ |
| | | નમતો=આથમતો |
| | | ઘોંઘાટ=અવાજ |

સવાલ–સુરજ ઊગતા પહેલાં પૂર્વ દિશામાં વાદળ અને વાદળાંની કોરો કેવી જણાય છે? અજવાળું શેમાંથી આવે છે? સવાર થઇ શાથી જણાઇ છે? સવારમાં માણસ પશુ, પક્ષી શું કરે છે? છોકરાઓએ પાઠ ક્યારે કરવો જોઇએ? સાંજ પડી ક્યારે કહેવાય? સુરજ ઊગતાં પહેલાં અને આથમ્યા પછી થોડું અજવાળું રહે છે તેને શું કહે છે? (જ. ઝાંઝવીઉં) સાંજના દેખાવની વાત કહો.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૨.** | ગુંગળાઇ=ગભરાઇ | ચરાવનાર |
| વાતો=ફુંકાતો | ઝપાટો=સપાટો | ઘસડી=ખેંચી |
| જોરથી=ઝડપથી | તોફાન=પવનનું બહુ જોરથી વાવું તે | ધાન્ય=અનાજ |
| ઢરી જાય છે=ઠંડા પડી જાય છે | ઉથલી=ગબડી; ફેરવાઇ | વહાણો=મોટી હોડીઓ |
| ટિકિટ=દાખલ થવાની ચિઠ્ઠી | મૂળમાંથી=જડમાંથી | અકળામણ=ગભરામણ |
| | ભરવાડ=ઘેટાં, બકરાં | વાદળાં=વરાળનો જથો |

સવાલ–હવા ક્યાં ક્યાં હોય છે? બધેજ હવા છે એ સાબીત કરી બતાવો. હવાની જરૂર કોને કોને છે? હવા ન હોય તો શું થાય? પવન એટલે શું? હવા ને પવનમાં શો ફેર છે? પવનનું તોફાન ક્યારે થાય? પવનથી થતા ફાયદા ગેરફાયદા ગણાવો.

